॥ ૐ ॥

શ્રી આર્ય નૈતિક નાટક સમાજ

# રા' માંડલીક

નાટકનો ટુંકસાર તથા ગાયનો.

લેખક-મણીલાલ ત્રીભુવન ત્રીવેદી.

છપાવી પ્રસિદ્ધ કરનાર
નકુભાઈ કાલુભાઈ શાહ.
માલેક:-શ્રી આર્ય નૈતિક નાટક સમાજ

સંવત ૧૯૮૨ ઈ. સ ૧૯૨૬
આવૃત્તિ ૧૦ મી પ્રત ૨૫૦૦

સુરત-ખપાટીઆ ચકલા પર આવેલા ધી ન્યુ સમાચાર પ્રીં૦
પ્રેસમાં ખન્ડુભાઈ રામભાઈ નાયકે છાપા.

કીંમત ૪ આના.

# રા'માંડલીક નાટકમાં આવતા મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

રા'માંડલીક—જુનાગઢનો—(સૌરાષ્ટ્ર) છેલ્લો રજપૂત રાજા.

મહમુદશાહ—(બેગડો) ગુજરાતનો સુલતાન.

એભલવાળો—વાળા પ્રદેશનો ઠાકોર

નાગાજણ—દેવી નાગબાઇનો પુત્ર અને સતી મીણલનો ભરથાર

ચંપક—એભલવાળાનો કુમાર ને કેતકીનો ધણી

મુસ્તફાખાં—મહમુદશાહનો મુખ્ય સીપેહસાલાર ને પાછળથી જુનાગઢનો સૂબો

કાંથડજીદાજી—વીરપુરનો ઠાકોર તે (ખાનપુરના નવાબનો ખંડીઓ)

દિવાન—કાંથડદાજીનો કારભારી

માંડણ—રા'માંડલીકનો નીચ ખુશામતી સલાહકાર પાછળથી ખાનપુરનો નવાબ

## સ્ત્રી પાત્રો

નાગલ—દેવી મનાતી પવિત્ર ચારણીયાણી, ને નાગાજણની માતા.

મીણલ—નાગાજણની સતી સ્ત્રી

વીરમતી—રા'માંડલીકની અડગ ટેકવાળી વિરાંગના મહારાણી

જન્નતઆરા—મહમુદશાહ બેગડાની બેગમ

કેતકી—એભલવાળાના આશ્રયે ઉછરેલી તેના સાગાની છોકરી પાછળથી કુમાર ચંપકની પત્નિ.

સાંધી—માંડણની અવળચંડી સ્ત્રી

તેજબા—કાંથડદાજીની કુંવરી

એ સિવાય સરદારો, ચારણો, દાસીઓ—વિગેરે.

સ્થળ.—સૌરાષ્ટ્ર (કાઠીઆવાડ) અને ગુજરાત.

# પ્રસ્તાવના.

## પૂર્વ વૃત્તાંત

ઇતિહાસમાં પ્રસીદ્ધિ પામેલ પવિત્ર ગિરનારથી ભાગ્યેજ કોઈ અજાણ્યુ હશે. આ નાટકનું સ્થળ તેજ પવિત્ર ગિરનારની તળેટીમાં આવેલ સમસ્ત સોરાષ્ટ્રનું પાટનગર જુનાગઢ (જીર્ણદુર્ગ) છે.

રા' ખેંગારની પાંચમી પેઢીએ ઉત્પન્ન થએલો ખેંગાર પાંચ માંનો પુત્ર આ નાટ્ય પ્રયોગનો નાયક રા'માંડલીક પ્રથમાવસ્થામાં ઘણોજ ધર્મનિષ્ઠ, ઉદારચિત્ત, સદ્વર્તનશીલ અને પ્રજાપ્રિય નૃપાલ હતો. તેને માટે એવી દંત કથા છે કે તેને હંમેશાં પ્રભાતમાં પવિત્ર કાશીપુરીથી ગંગાજળ મંગાવી પ્રભાત સ્નાન કરવાનો નિત્ય નિયમ હતો. પણ દુર્દૈવે બળીરાજા જેવાની પણ દાનવીરતા ખંડીત કરી વામને ચરણું નમાવ્યાં હતા, તેવાજ કોઇ દુર્દૈવે ગંગાજળ લાવનારની બુદ્ધિમાં વિભ્રમ ઉત્પન્ન કરી જુનાગઢના પાદરમાં એક કુવો કે જે હાલ પણ કુમતીઆના નામે ઓળખાય છે તેના જળથી રા'ને સ્નાન કરાવ્યું અને જેમ મંથરાના પ્રતાપે શ્રી રામચંદ્રજીને વનવાસી થવું પડ્યું હતું તેમ ગંગાજળ લાવનારના દોષે સૌરાષ્ટ્રના ગૌરવશાળી ઇતિહાસમાં ચિરકાલને માટે કલંકિત નામ મુકી જવું પડયું.

લોકવાયકા એમ કહે છે કે જુનાગઢની પડોશમાં પરમ દેવી ભક્ત મનાતી જગદંબા સ્વરૂપ ચારણીયાણી નાગલબાઈનો નેહ હતો અને તે નાગલબાઈની સત્તા રા' માંડલીક કરતાં પણ વિશેષ હતી; કારણ કે દૈવી તેજ આગળ માનુષી તેજ કુદરતી રીતે ઝાંખું પડે એ સ્વાભાવિક છે. તે નાગલબાઈના દિકરા નાગાર્જુન અથવા (નાગાજણ)ની લાવણ્યવતી પદ્મીણી સ્વરૂપ સતી સ્ત્રી નામે મીણલ દેવી હતી.

રા' માંડલીકનો ખાનગી સલાહકારક માંડણ નામે એક હજામ હતો. તે એક વખતે રા'ને આશ્ચર્ય પમાડવા મીણલના નખ ઉતારી લાવ્યો. હીરાકણી સમાન ચળકતા નખોએ રા'ના મનમાં મીણલનું સર્વાંગ સૌન્દર્ય નીહાળવાની ભાવના ઉત્પન્ન કરી. માંડણે તેને ચડાવ્યો તેના ભાગ્યબળે તેને પ્રેરણા કરી જેથી રાજા મોહમાં પડ્યો અને એજ ભાવનાએ ઉન્નતિના શીખરથી ગબડાવી અધોગતીમાં નાખ્યો. પાપ વાસનાને વશ થયેલો, કુમતીથી ઘેરાએલો. કાળબળથી પ્રેરાએલો રાજા આખરે મીણલના મોહમાં અંજાઈ કુળ કીર્તિનો નાશ કરી અંતે પોતાની પાપ વાસનાનો પોતેજ ભોગ થયો. આજે રા' માંડલીક પોતાના તેજ નીચ ખુશામતી ખાનગી સલાહકાર માંડણ હજામ સાથે લઈ છડી સ્વારીએ ચારણી દેવીના મંદીરે સતી મીણલનુ સૌંદર્ય નીહાળવા શીકારને બહાને આવ્યો છે ત્યાથી આ નાટકની શરૂઆત થાય છે.

શ્રી ગણેશાય નમઃ

# રા' માંડલીક નાટકની ટુંક પ્રવેશવાર હકીકત.

## મંગળાચરણ.

## વસ્તુ સુચન.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧લો**—સ્થળ ચારણી દેવીનું મંદીર.

સૌરાષ્ટ્રમાં દેવી સ્વરૂપ મનાતી ચારણીઆણી નાગબાઇની પુત્રવધુ મીણલદેવીનું સાહેલીઓ સાથે દેવી પુજન કરવા આવવું, તેના દૈવી સૌંદર્ય પર મોહીત થયેલ જુનાગઢના રા' માંડલીકે પોતાના ખાનગી કારભારી માંડણ હજામ તથા દરબારી રીસાલા સાથે મીલણને નીરખવા આવવું. સતિ નાગબાઇએ પુત્રવધુ મીણલ સાથે રા'ને વધાવવા આવવું અને મીણલને રા'ને તિલક કરવા આજ્ઞા કરવી પણ જો તિલક કરશે તો ધર્મની બ્હેન ગણાશે એવી ભ્રાંતિથી માંડલીકે ચારે દિશામાં ફરવા માંડવું, મીણલે મહારાઇને સાસુને કહેવું કે, આઇ રા'તો ફરે છે. નાગબાઇએ રાજાનો કપટી હેતુ સમજી જવાબ આપવો કે એ રા' નથી ફરતો પણ રા'નો દી ફરે છે બાદ રા'એ જવાબ આપવો.

"મારો દીજ ફરે છે"

"સફળ થાશે જીંદગી, આ સુંદરી સંયોગથી
ભલે મારો દિવસ ફરતો વિધાતાના યોગથી

નાગબાઇએ અન્નદાતાનું અનિષ્ટ ન થાય એવા હેતુથી રા'ને ઘણો વિનવ્યો સમજાવ્યો, પણ બધું પત્થર પર પાણી. મીણલ સ્હેલાઇથી નહી મળશે તો આખરે બળાત્કારે પણ હરી જવાની ધમકી આપી આખરે નાગબાઇએ સહનશીલતાની હદ આવતા જુનાગઢના ક્ષત્રિય કુલગૌરવપર ઘોર નિશા પ્રસરાવનાર શ્રાપાક્ષરો ઉચ્ચાર્યા કે,

" ગઢ જુનાની પોળ દામો કુંડ દેખીશ નહિ
રતન પડશે રોળ, મુસલાયેં માંડલીક"
"દરવાજે દરવાન રા'ના કો રહેશે નહિ
પહેરેગીર પડાણ, મહમુદ શાહના માંડલીક"
ભુલ્યો રાજા ભીંત, નાગલને નમ્યો નહિ
મંદીર ડેકાણે મસીદ મુસભાયેં માંડલીક"

શ્રાપ આપી અંગમાંથી અગ્નિ પ્રગટાવી નાગબાઇએ જ્યોતિમાં સમાવું, માંડલીકે મીણલને પકડવા જવુ, અચાનક ઠુંળજાપુર અથવા (તળાજા) ના ઠાકોર એભલવાળાએ આવી મીણલને છોડાવી પોતાના આશ્રયે લઇ જવી.

(દેખાવ)

પ્રવેશ ર જો—રાજાના ખાનગી કારભારી માંડણ હજામનું ઘર.

જુવાનીમાં દીવાની બનેલી, ખુશામતીથી કારભારી બનેલા હજામ માંડણની અટકચાળી સ્ત્રી મોંઘીએ સ્વામી તરફથી હૈયા

હોળીની બળતરા કરતાં દેખાવું, માંડળીને કારભારી હોદ્દો મળવાથી ફુલાતા આવવું, ધણીયાણીની તકરાર, આડે લાકડે આડોવેર એ ન્યાય વાપરી માંડળીને મોંઘીને રીઝાવવી.

પ્રવેશ ૩ જો—ગુજરાતના રાજનગર અહમદાવાદમાં સુલતાન મહમુદશાહનો બગીચો.

યૌવન વસંતની ખીલતી કળી બગીચાના ગુલોને પણ પોતાની સૌંદર્ય પ્રભાથી ઝાંખી કરતી અમદાવાદના શાહ સુલતાન મહમુદ બેગડાની બેગમ જહન્નતઆગાનું રાત્રી ક્રીડાર્થે ઉપવનમાં સાહેલીઓ સાથે આવવું. મીઠી માર્મીક શૃંગાર ચેષ્ટા છુપાઇને જોનાર શાહને ફુલબંધનથી બંદીવાન કરવાની શિક્ષા કરવી, વિલાસની અતિશયતાથી થાકી શાહનું બગીચામાં નિદ્રાધીન થવું, નિદ્રામાં તેને જુનાગઢનું ગૌરવ ગીરનારનું સૌંદર્ય વિગેરે ગયબી સ્થાનનું દેખાવું અને તેમાં તેને પાક પરવરદીગાર જુનાગઢપર હલ્લો કરવા ફરમાવે છે. એવું સુચન થવું. ગભરાઇ જાગી ઉઠવું, બેગમે શાહને અશાન્તિ ભર્યા વિચાર છોડાવવા વિનવવું પરંતુ જુનાગઢપર મુસલમાની ઝુંડો ફરકવાનું નિર્માણ હોઇ ભાગ્યદેવીનું તાજ અને તલવાર સહીત મહમુદશાહને દર્શન થવું.

(ટેબ્લો)

"એકની સત્તા બીજાને આપી ઉદય અને અન્તની સમાનતા દેખાડનાર દૈવી કળા કેટલી અકળ છે કે જે દીવસે નાગબાઇએ રા' માંડલીકને શાપ આપ્યો તેજ રાત્રે મહમુદે જુનાગઢપર ઇસ્લામી ઝુંડો ફરકતો સ્વપ્નમાં જોયો. આર્યાવર્તની સતીઓના શુભ્દમાં શું રહસ્ય છે તે વાંચકો તમેજ સમજી લેશો.

**પ્રવેશ ૪ થો—કારભારી માંડણ હજામનું ઘર.**

માંડણની સ્ત્રી મોંઘીનું તેની ન્યાતવાળી સાથે આવવું ન્યાતવાળીઓએ મોંઘીને બનાવવી, પાછળથી માંડણનું લડાઇમાંથી છુપાવા ઘરમાં આવવું, પરંતુ માંડણની ઇચ્છા ઉપરાંત મોંઘીએ તેને લશ્કરી તાલીમ આપી લડવા મોકલવો. અવળચંડી સ્ત્રીનાં સ્વભાવનો આબેહુબ ચિતાર.

**પ્રવેશ ૫ મો—લડાઇનું મેદાન.**

એક વખતનો વીરકેશરી ગણાતો સમરાંગણમાં નર કેશરી સમાન ગર્જતો અડગ વિજેતા નરવીર રા'માંડલીક આજે સતીના શ્રાપ પ્રભાવે હતાશ નિર્વીર્ય અને બીરૂ થઇ પોતાનો જીવ બચાવવાની લાલસાથી કિલ્લામાં ભરાવા પોતાના સાથી માંડણ સાથે મેદાન છોડી નાશી આવે છે, દરવાનને દરવાજા ખોલી અંદર લેવા રાંનું ફરમાન, પરંતુ લડાઇનું મેદાન છોડી આવનાર રાજા હવે હુકમ કરવા લાયક નથી! એવી મેંણા મારતી પોતાની સાહેલીઓ સાથે કેસરીઆ કરવા નીકળેલી બહાદુર રાણી વીરમતી કીલ્લામાં દાખલ થતા રાજાને અટકાવે છે, 'રા' તથા રાણીની રકઝક વીરરમણીની અડગતા, રા' માડલીકની ભીરૂતા છેવટે તલવાર ફેંકી રાંનું નાશી જવું બાદશાહના સીપેહસાલાર મુસ્તફાખાનનું આવવું રાણીની વીરતા છેવટે મુસ્તફાખાનને હાથે રાણીનું દગાથી કેદ થવું સુલતાન મહમુદનું આવવું અને આવી બહાદુર રમણી કેદને યોગ્ય નથી પણ માનને યોગ્ય છે એમ કહી છુટી કરવાનું ફરમાન નાસી છુટેલા રા. માંડલીક તથા માંડણનું મુસલમાન સીપાઇઓને હાથે કેદ પકડાવું.

(ક્રમશઃ)

# અંક ૨ જો.

---

**પ્રવેશ ૧ લો—જુનાગઢમાં સુલતાન મહમ્મુદનો શાહી દરબાર.**

લાખ્ખોના પાલનહાર હજારોને જમીન જાગીરોની નવાજેશ કરનાર સૌરાષ્ટ્રના ક્ષત્રિવીર રા' માંડલીકનું ગુજરાતના ન્યાયી સુલતાનની સમક્ષ બંદીવાનની દશામાં આવવું નાગબાઇના પુત્ર અને મીણલના સ્વામી નાગાજણને તેની માતાના નિર્ણંક આત્મબલીદાન માટે ઇન્સાફની રાહે ખુનનો બદલો ખુનથી લેવા શાહી ફરમાન નાગાજણની ઉદારતા અને ખુન માટે આપેલી તલવાર રા'ના ચરણમાં મૂકી પોતાના અન્નદાતા માટે તે ન્યાયી સુલતાન પાસે ક્ષમાની યાચના કરવી મહમ્મુદશાહનું ખુશી થવું બાદ રા' માંડલીક કે જેની બહાદુર રાણીને પોતે (સુલતાન) ધર્મની બ્હેન માનેલ છે તેના માનની ખાતર રા'ને માફી આપવી અને જુનાગઢના સુબા તરીકે પોતાના સીપેહસાલર મુસ્તફાખાનને નીમવો.

**પ્રવેશ ૨ જો—રા' માંડલીકનું અંતઃપુર.**

સમયની પ્રબળતાના વિચારોમાં શોક નિમગ્ન બનેલી મહારાણી પોતાના સ્વામી તથા માંડણને સુબા મુસ્તફાખાન સાથે કાંઇક ખાનગી મસલત કરતા જનાનખાનામાં આવતા જોઇ ચમકે છે ને છુપાઇને સાંભળે છે. માંડણ અને માંડલીક રાજ્યલોભી ભોળા મુસ્તફાખાનને ઉંધુ ચીતું સમજાવી પોતાને આપેલી સત્તાની ખુશાલી

માટે મીજલસ ભરી તે મીજલસમાં સુલતાન મહમ્મુદને દારૂના ગ્લાસમાં અગર શરબતમાં ઝેર આપી નિરંકુશ સત્તા ભોગવવાનો સંકેત રચે છે. પોતે સુલ્તાન બનવાની લાલચે મુસ્તફાખાંન ભોળવાય છે અને તેમ કરવાનો નિશ્ચય કરે છે. બાદ કરાર દસ્તાવેજ લખાવી પોતાના કામપર માંડણુ સાથ જાય છે. છુપાઇને સાંભળતી રાણી પ્રગટ થઇ શાહે કરેલા ઉપકાર સામે ભરાતાં અયોગ્ય પગલાં માટે ફીટકાર વર્ષાવે છે. પણ મતિભ્રષ્ટ થયેલો માંડલીક રાણીને તુચ્છકારી સખ્ત ચોકીમાં રાણીને કેદ રાખવાનું કહી પોતાના પ્રારબ્ધને આધીન થવા ચાલ્યો જાય છે.

પ્રવેશ ૩ જો—છાવણી

નાચગાન થયા બાદ મુસ્તફાખાન શાહને શરબત આપે છે. માંડણુના કરેલા ગોટાળાથી ઝેરવાળો જામ મુસ્તફાખાન પી જાય છે, અને પાક પરવરદીગારની મહેરથી મહમ્મુદશાહ બચી જાય છે. અને ખાંડા ખોદે તે પડે તે ન્યાયે પોતાના પ્રપંચનો ભોગ મુસ્તફાખાં પોતેજ થઇ પડે છે. માંડણનું હકીમ બોલાવવા નિમિત્તે ભાગી છુટવું. અંતિમકાળે શાહની માફી ચાહી રા'માંડલીકે કરી આપેલ દસ્તાવેજને શાહના કદમમાં રજુ કરી પોતાના પાપપુન્યનો ઇન્સાફ મેળવવા પ્રભુના દરબારમાં મુસ્તફાખાનનું જવું. દસ્તાવેજથી 'રા' માંડલીકનું પાપ પ્રકાશમાં આવતાં "શઠં પ્રતિ શાઠયં કુર્યાત્" એ સૂત્રને અનુસરી શાહનું રા' માંડલીકને શીક્ષા આપવા જવું.

પ્રવેશ ૪થો—ધર્મશાળા.

મીજલસમાંથી નાશી છુટેલો માંડણ અને તેની સ્ત્રી મોંઘી મુશીબતનો વિચાર કરતાં કોઇ ધંધો કરવાની વાતો કરે છે મફતનું ખાઇ હરામ હાડકાં થઇ ગયેલાં હોવાથી બન્ને નાટક કંપનીનો શોખીન ધંધો સ્વીકારવાનું પસંદ કરે છે નાટકના માલીક પાસે પરીક્ષા આપવા એક પાઠ ગોખે છે, પાઠની કલમમાં કહે છે કે હું ખાનપુરનો નવાબ છુપા લીબાસમાં આ ધર્મશાળામાં ઉતર્યો છુ એવું મોટેથી ગોખે છે. ઉપરના વાકયો સાંભળી વિરપુર (કે જ્યાંની આ ધર્મશાળા છે) ના ઠાકોર કાથડજી દાજીને રીસાલા સાથે બોલાવી લાવે છે અને માંડણને સાચા નવાબ ઠરાવી દરબારગઢમાં લઇ જાય છે. અહીંથી ગંભીર ગોટાળો શરૂ થાય છે.

પ્રવેશ ૫ મો—તુળજાપુર (તળાજા) એભલવાળાની રાજવાડી.

વસંતને વધાઇ દેવા આવેલી એભલવાળાની પુત્રવધુ કેતકી અને સાહેલીઓનો નત્ર શૃંગાર, ચેષ્ટાવાળા પુત્ર ચંપકનું આગમન બાલ પ્રેમીઓની પ્રેમક્રીડા વાળાને ત્યાં લાંબા સમયથી મહેમાન તરીકે રહેલી મીણલદેવીનું અચાનક ત્યાં આગમન, તેને હરી જવાનો લાગ શોધતા માંડલીકના સરદારોએ આવી તેને હરણ કરવાની ધમકી આપવી, ચંપકકુમાર અને સરદારોની ઝપાઝપી બાલકુંવરનું ઘાયલ થવું અને મીણલનું હરણ.

પ્રવેશ ૬ ઠ્ઠો—વિરપુરમાં કાંથડજી દાજીના દરબારગઢનો એક ભાગ.

પોતાપર આશક પડી હડકાયા થયેલ દાજીના કંટાળાથી કંટાળેલી મોંઘી (બનાવટી બેગમ) નું આવવું, બાદ દાજીનું આવવું

પ્રેમની માંગણી, મોંઘીનો પણ બનાવટી બેગમમાંથી રાજાની રાણી થવાનો વિચાર, પરસ્પર કબુલાત, માંડણનું આવવું દાજીએ પોતાની પુત્રીનું વેવિશાળ માંડણ (બનાવટી નવાબ) સાથે કરવાની માંગણી કરી પોતાના આવવાનું કારણ ફેરવવું લુચ્ચો માંડણ જે પ્રેમલીલા જોઇ ચુકયો છે તે પણ આંખ આડા કાન કરી સમયને માન આપી સગપણ કબુલ રાખે છે.

પ્રવેશ ૭ મો—ગીરનારની ગુફામાં સંકેત સ્થાન

પોતાની પાપવાસનામાં વારે વારે આડી આવની પવિત્ર ભગવતી મહારાણીનું કાસલ કાઢવાં માંડલીકે તેને ગીરનારની ગુફામાં કેદ કરી છે ત્યાં તેનો વધ કરવા રાજ આજ્ઞાને લઇ સરદારનું આવવું, રાણીની ભવ્યતા જોતાંજ તેના પ્રત્યે સરદારની પુજ્યબુદ્ધિ થાય છે અને હથીઆર તેના ચરણમાં મુકી દે છે. છુપાઇને જોઇ રહેલો માંડલીક સરદારપર ઉશ્કેરાઇ તેનું ખુન કરે છે રાજાનું કરપીણ કૃત્ય જોઇ રાણી કરૂણ અવાજથી આવા પાપી કૃત્યોથી ગીરનારના પત્થરો પણ ત્રાહી પુકારે છે એમ કહી આવા કૃત્યો ન કરવાનો ઉપદેશ કરે છે રા' માંડલીકનું ગુસ્સે થવું અને રાણીનું ખુન કરવા તૈયાર થવું તે વખતે હરણ કરી લાવેલ મીણલને સરદાર લાવે છે રાજા મીણલનાં દેખતા ખુન કરવા જાય છે મીણલ તેને વારે છે રાજા રાણીનો જીવ બચાવવા માગતી હોતો તારો પ્રેમ આપ. એમ મીણલ પાસે માગણી કરે છે. મીણલ તેને સાચા હૃદયના પ્યારથી ધર્મનો ભાઇ કહી બોલાવે છે આથી કામવાસનાથી બળતો રાજા વધુ ચીડાઇ જાય છે રાણી પોતે પોતાનું ખુન કરે છે અને

માડલીક મીણલને પટરાણી થવાની લાલચ બતાવે છે પણ મીણલ એની એ થતી નથી આખરે મીણલને ગુફામાં આગ લગાવી રીબાવી રીબાવી મારવાનું ફરમાન કરે છે પણ નિરાધારનો આધાર કીરતાર ગુજરાતના શાહને ગયબી ફરીસ્તાના આકારમાં મોકલે છે. મહમ્મુદ શાહ અને મીણલના સ્વામી નાગાજણને જોઇ માંડલીક ગભરાય છે. મરણીઆ થઇ સુલતાન સાથે લડે છે આખરે કેદ થવાની બીકથી હાર ખાઇ નદીમાં કુદકો મારે છે.

( ટેબ્લો )



# અંક ૩ જો.

---

**પ્રવેશ ૧ લો—ત્રુળજાપુર (તળાજા)ની ભાગોળમાં નદીનો કીનારો**

નદીને કીનારે પાણી ભરવા આવેલી કન્યાઓ રા' માંડલીક અને એભલવાળો બન્નેમાં શુ શુણ દોષ છે તે વિષે ચર્ચા કરતી ઉભી છે ત્યાં પાસા ઉંધા વળવાથી દીવાની હાલત ભોગવતો માંડ-લીક હાથમાં ગુલાબનો છોડ લઇ પોતે દુઃખી હોવા છતાં ગુલાબ હજી ગુલાબી કેમ છે માટે ઠપકો દેતો આવે છે. તેને જોઇ કન્યાઓ ગભરાઈ મીણલને ચેતાવવા ચાલી જાય છે. માંડલીકને નાગલ તથા રાણીના ચાત્રાનું દેખાવું તે જોઇ ગુસ્સાના આવેશમાં પત્થરો સાથે માથુ કુટે છે તેને લોહી લુહાણ જોઇ મીણલ પૂર્વનું વેર ભલી દયાની દેવી બની પોતાનો એક વખતનો અન્નદાતા માની તેને ખોળામાં લઇ લે છે, અચાનક નાગાજણ પ્રવેશ કરે છે મીણલને માંડલીકનું માથુ ખોળામાં લઈ સારવાર કરતી જોઇ દુઃખી થાય છે. મીણલ એની દશાપર મનસ્વી તર્ક વિતર્ક કરે છે જેથી નાગાજણ વધુ વહેમી બને છે આખરે મીણલ બહારથી સતીત્વનો ડોળ કરી અંદરથી માંડલીકને ચ્હાય છે એમ કહી તેને ફીટકાર આપી સ્ત્રી જાતની નિંદા કરે છે, મીણલ બ્હાવરી બની પ્રાણેશને વિનવે છે, વિનવણી નહીં માનતાં નાગાજણ તેની કસોટી કરવા ચ્હાય છે આખરે મીણલ હારીને બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર સૂર્ય અને ચંદ્રની સાક્ષી રાખી સોગન ખાય છે કે હું ભ્રષ્ટ હોઉં તો મારો દેહ, વગર અગ્નિએ બળજો નહિ તો જુઠું બોલનારના ગાત્ર ગળજો, બોલતાં શું બોલાઇ ગયું

સ્વામીને શાપ લાગ્યો મીણલના મ્હોંમાંથી શબ્દો નીકળતાંજ નાગાજણનો દેહ ગળી ગયો. પતિનું અનિષ્ટ નહિ જોવા ઇચ્છતી સતી બળવા તત્પર થઇ ત્યાં અંતરિક્ષથી દૈવી વાણીએ કહ્યું કે

" સાહસ પુત્રી કાં કરે સજીવન કરવા પ્રાણ
વાળા કુળને શરણુ જા, વચન એ સત્ય પ્રમાણ "

એટલે એભલવાળાનો પુત્ર ચંપક બત્રીશ લક્ષણો હતો અને બત્રીશ લક્ષણા માણસના રૂધીરનું સીંચન કરવામાં આવે તો સજીવન થાય એવો દૈવી સંકેત હતો, હરી ! હરી ! ધર્મ સંકટ છતાં પણ ઇશ્વર ઇચ્છાને માન આપી મીણલદેવી વાળાને શરણે ચાલી.

**પ્રવેશ ૨ જો—કાંથડદાજીના દરબારગઢમાં મોંઘીનો એકાંતવાસ.**

નવાબજાદી મોંઘીના રૂપ સાગરમાં ઝોકા ખાતા કાંથડજીદાજી લહાંને ઠપકો દેતો પ્રવેશ કરે છે. મોંઘી તેને બનાવે છે, દાજીની તથા મોંઘીની ઇશ્કબાજીથી ચીડાઇ મોંઘીનું નાક કાપવા ઇચ્છતો માંડણ છરો લઇને આવે છે કાંથડજી માંડણની બીકે બાયડી બની જાય છે, મોંઘી અંદર ચાલી જાય છે. માંડણ કાંથડદાજીને મોંઘી સમજી નાક કાપવા જાય છે. કાંથડદાજી ગભરાય છે અચાનક માંડણની ભવિષ્યની વૈરી એટલે કાંથડદાજીની કુંવરી તોફાન સાંભળી ત્યાં આવે છે ભવિષ્યના ભરથારને કસાઇના અવતારમાં જોઇ ગભરાઇ દીવાનને બાપુને તેડવા મોકલે છે બાપુ ન જડવાથી દીવાન વિલે મોઢે પાછો આવે છે. દાજીથી હવે રહેવાતુ નથી એટલે દીવાનને ખરી સ્થીતી જણાવી દે છે. માંડણ મોંઘીને વળી દીવાન સાથે ખાનગી કરતી જોઇ સમજ તદન ગુમાવે છે અને બસ તેં તો હદ કરી મોંઘી એમ મોટેથી

બોલે છે. મોંઘી પોતાનું નામ સાંભળી બહાર આવે છે ગોટાળો ખુલ્લો થાય છે.

**પ્રવેશ ૩ જો—એભલવાળાને ત્યાં રચવામાં આવેલો લગ્ન મંડપ.**

એભલવાળાને આંગણે ઉજરંગભર્યાં દંપતી પરણી રહ્યાં છે. તેનો આનંદ છવાઇ રહ્યો છે. ત્યાં સતી મીણલ પોતાના ભરથારના ગળેલા દેહને કરંડીયામાં લઇ આવી પહોંચે છે. એભલવાળો તેને નિસ્તેજ જોઇ ગભરાય છે. વસ્તુસ્થિતિ એમ છે કે મીણલે એક વખત એભલવાળાને સંકટમાંથી બચાવી પ્રાણદાન દીધું હતું અને ઉપકારના બદલામાં વાળાએ મીણલ માગે તો પોતાનો જીવ પણ આપવા વચન આપ્યું હતું. આજરે એ પ્રસંગ આવી લાગ્યો, પણ મીણલની કહેતાં જીભ ઉપડતી નથી. નવીન પરણતાં દંપતીના હૃદયમાં તેની માગણી સાંભળતાં શો વિચાર થશે એ વિચાર તેને કંપાવે છે, વાળો વધુ શંકાશીલ બને છે. આખરે કરંડીઆમાં રહેલું સ્વામીનું શરીર બતાવી હું અભાગણીનાજ પાપનું આ પરીણામ છે એમ મીણલ જણાવે છે. વરઘોડીયાં પિતાને પગે લાગવા આવે છે. રાણીબાને અચાનક આવેલાં જોઇને હર્ષઘેલો બનેલો કુંવર રાણીબાને નમન કરી આશીર્વાદ માગે છે જીવન હરવા આવેલી મીણલના હૃદયમાં ઉછરંગભર્યાં દંપતીને જોઇ વજ્રઘાત થાય છે પાછી ચાલી જવા તૈયાર થાય છે વાળો તેને આગ્રહ કરે છે તેના સંકટ નિવારણ માટે પોતાનું સર્વસ્વ આપવા કહે છે આખરે વાળાનો તથા તેના કુમારનો અત્યાગ્રહ જોઇ

"શાપ કેરૂં નિવારણ તારા વિના ના કોઇથી
શાપ છે ટળનાર તારા પુત્ર કેરા લોહીથી

આ શબ્દો સાંભળી વાળાવાળો મનમાં વિચારે છે કેઃ—

"કેવો વિપરીત પ્રસંગ"

મીંઢળ છુટયું ના હાથથી પીઠી ભરેલું અંગ છે
આશા ભરેલા પુત્રનો સહુ હૃદયમાં ઉછરંગ છે
તોરણ હજી છે બારણે ચોરી હજી બાંધેલ છે
લગ્નને સ્થળ કત્લખાનુ શું વિધીનો ખેલ છે."

પિતાની ગભગમણુ જોઈ કુમાર પોતાનુ શાશ આવેલા અતીથી માટે પીતૃ ચરણે ધરે છે. વાળો તેના ગાન પર તલવાર ફેરવવા જાય છે. મીણુલના મોંમાંથી આશ્ચયના ઉગાર નીકળે છે કેઃ—

"બોલો બોલણ હાર બેઉમાંથી કયો ભલો
શીરનો સોંપણ હાર કે વાઢણ હાર વખાણીએ."

વીર એભલવાળો વાળા કુળના ટેકપર પુત્રનું બળીદાન દઈ તેના આશાભર્યા લોહીથી મીણુલના સ્વામીનું શરીર સીંચે છે, નાગાજણ સજીવન થાય છે પુત્રના વધથી ભેદાયલા હૃદયે વાળો આત્મઘાત કરવા જાય છે. મીણુલના સતીત્વપર અને એભલની ટેક પર પ્રસન્ન થઈ સાક્ષાત જગદંબા પ્રગટ થઈ તેના પુત્રને સજીવન કરે છે.

પ્રવેશ ૪ થો—કાંથડદાજીનો દરબારગઢ.

* બુદ્ધિનો ઉપયોગ કરવાથી તથા નવાબની તસ્વીર કાંથડજીદાજી પાસે હોવાથી માંડણભાઇની નવાબીનુ ટટ્ટુ બેસી જાય છે અને ગોટાળા પ્રકરણ ખુલ્લુ થાય છે. કાંથડદાજી માંડણને જબર દસ્તીથી ગુન્હેગાર ઠરાવી દંડની શિક્ષામાં પોતાની મનગમતી મોંઘીને મેળવી લઈ માંડણભાઇને પાણીચું પકડાવી દેશનીકાલ કરે છે.

પ્રવેશ ૫ મો—જુનાગઢ પાસેનું જંગલ.

દેવી મીણુલ તથા નાગાજણ પોતાની માતાના અસ્થીને લઇ કાશીએ જવા નીકળ્યા છે. તે આ સ્થળે જળાશય હોવાથી ટીમણ કરવા રોકાય છે વળાવીયાનું ટીમણુ બાદ માંડલીકનું એક ભીખારીને પણ શરમાવે તેવી દુઃખદ દુર્દશામાં દેવી નાગલે આપેલા શાપનું સ્મરણ કરતાં નીકળતું હૃદયભેદક પશ્ચાતાપ બાદ વળાવીયા પાસેથી ભીખ માગી પેટના પોષણ અર્થે રોટલાનો કટકો મેળવે છે. બાદ માંડણનું આવવું માંડલીકને ઓળખી તેને પોતાની દુઃખદ સ્થિતિનો સાથીદાર થવા માટે કહેવું મતલબી નોકરોની પીછાન માંડણના નફટ નિલજ અને નિમકહરામી ભરેલા શબ્દો સાંભળી માંડલીકે ઉશ્કેરાઇ તેનું ખુન કરવું ખુનના અવાજપર દેવી મીણલ તથા નાગજણનું આવવું માંડલીકને ઓળખી શાન્તવન આપવું બાદ સુલતાન મહમુદનું આવવું માંડલીકને રાજદ્રોહ માટે કેદ કરવો મીણલની આજીજીથી ન્યાયી અને દયાળુ સુલતાને માફી આપવી પરંતુ પોતે હવે જીવવા નથી માગતો એમ કહી માંડલીકે આપઘાત કરવાની કોશીશ કરવી દેવી નાગલનું પ્રગટ થવું અને ભવિષ્યમાં તું વીરની ગણનામાં ગણાઇ નામના મેળવીશ અને અંતે તારા માટે આ સ્થાન છે એમ કહી શાંતવન કરવું.

સીન ટ્રાન્સફર–સ્વર્ગનો દેખાવ.

ડ્રોપ.



# રા' માંડલીક

## સ્તુતિ.

સ્વામી શ્રી ગૌરિનંદન જગ વંદન
મંગલમય નાથ તવ શુભ સ્મરણુ
દેવ દેવ મંગલકર જગ ત્રાતા
દેજો દીન બાલને શરણુ સુખ કરણુ સ્વામી

**બાળાઓ—**

દિવ્ય દેશ અમ ઉજવળ કરવા
ક્યારે ઉગશે દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત
અંધકારના વાદળ ભેદી
યદુકુળમણિ દીનમણીના સુણશું ક્યારે નાદ
બંસી નાદ
દેશ દેશની મધુરી મૈયા દિવ્ય અમારી ભરત ભુમી.
સુર મુનિવર યુગ યુગ પોષાયા
જેના ચરણુ સરોજ ચૂમિ એવી અમ જનની
જગ વિખ્યાત ભારત માત—દિવ્ય૦

**બીજુ-સખીઓ—**

ભાવ ધરી બ્હેની ચાલો ચાલો ભગવતીના પારે
પૂજન ધરીએ નિર્મળ મનથી ભાવ સિંધુ તારે—ભાવ૦

કુમ કુમ કેસર ચંદને કલ્યાણી પૂજાય
આંગણે સિદ્ધિ સ્વર્ગની સંસારે પથરાય.
બ્રહ્માણી રૂદ્રાણી માત અમારી
વેદો વખાણે મા શક્તિ તમારી હા....રે....ભાવ.

નાગલ-મીણલ—

ધન ભાગ્ય મારે આંગણે આવ્યા સોરઠના શીરતાજ
વધાવો રાજ કુમ કુમ થાળ ભરીને આજ
ચંદ્ર સૂરજ સમ તપો અવિચળ જગમાં તારૂં તાજ
અન્ન દાતા તારી જુગ જુગ કીર્તિ પ્રસરે મહારાજ—વ૦
સોરઠ તણા સુબા અમારે આંગણે આવ્યા
સોના તણા સુરજ ઉગ્યા અમ અંતરે ભાવ્યા
ગિરનારના આધાર અમારાં ધામ દિપાવ્યાં —આં૦

મીણલ— ૩

કરીએ ના વિશ્વાસ કાયા માયાનો કદી
મૃગજળ કેરા મોહ શા લાગ્યા તને માંડલીક
ચીરંજીવી નથી તારી અમર નથી કાયારે
ઘડી બે ઘડી માટે શું બગાડે મતી
બગાડે મતી તું શાને જુનાગઢ પતી —ઘડી૦
રૂપે રંગે શું લોભાણો ભરમે ફર કાં ભુલ
રૂપે રૂડાં રળીઆમણાં પણ એ શીમળાનાં ફુલ.

મોંધી— ૪

હાય હું તો હારી ઘરવાળા ગમારથી
ભૂંડા ભરથારથી આવા સંસારથી..........હાય.
સોનું જાણીને મેં તો સંગ કર્યો તોરો
કર્મે કથીર મળ્યું સળગું છું ત્યારથી.......હારી.
પહેલાં હું જાણુતી કે જાતે દી ઠારશે
આતો એવા ને એવા રહ્યા શંખભારથી.......હારી.

માંડણુ-મોંધી— ૫

બોલો બોલો પ્રીતમજી બોલો પ્રીતમજી
પાછા મને શું સતાવશો
પ્રીતે રીતે મને જો રીઝાવશો
"એમ...........હા,
મને હીરા મોતીથી મઢાવશો
"હા બાઈ હા"
જો જો ખોટા બ્હાના ના બતાવશો...........બોલો૦
કારભારણુ કામણુગારી હું
કારભારી કામણુગારો હું
ભરે સલામ લોક હજારો
સોનાના અસ્તરા બનાવી મુંડુ આખું ગામ
નાતીલા પણુ કબુલ કરે ખાસ્તી ભરેલું કામ
જો જો હરખે હડકાયા થઇ ના જશો.......બોલો૦

બેગમ-સાહેલીઓ— ૬

રસભીની મૃદુલ સુકોમળ બાળ
મંદીર મદન તણાં આવે
રૂડાં હંસ ભૂવન શોભાવે એ હંસી સરોવર આવે
કુસુમ કુસુમ મધુ મધુરાં ભરવા કળી કળી ફેરવવા
મદનરાજને વ્હાલે વધાવા રતી રંગે મન ભાવે આવે
હંસી સરોવર આવે

બેગમ-સાહેલીઓ— ૭

અલી ગાલો ગુલાબ હૃદય તારા સંભાળ જરી બાળા
ભોગી મધુકર જો લોભાશે
ચુંબન આશે આવશે પાસે
"એમ..........હા.
રસિકાની લુંટાશે ફુલમાળા સંભાળ જરી બાળા
જાઓ બ્હેની મને ના સતાવશો
સ્મીત પુષ્પે વ્હાલમને વધાવશો
આ કંઠ આભૂષણ આ
જા જાણી જાણી તને જા
ડંખ દેશે ગાલે એ રસાળા સંભાળ જરી બાળા'

બાદશાહ-બેગમ-સાહેલીઓ—૮

આવો સાહેલી આવો કુસુમાયુધ લાવો
રસરંગથી આનંદથી ઉછરંગથી

આ મન ઉપવનના રસીક ભ્રમરને શીક્ષા આપવા
ફુલોના બંધન લાવો અંગે અંગે બંધાવો
પુષ્પોના શર વરસાવોઅલબેલાને અકળાઓ
પ્રેમદા પ્રેમી જીવન પ્રાણુ આ બંધનની મીઠી લ્હાણુ
સુખની ઘડી સોહેલડી
આ કુસુમ દંડના મીષ્ટ પ્રહારે શીક્ષા આપવા

મોંઘી-હજામડીઓ— ૯

મદઘેલી બ્હેન મોંઘી મદમાતી તારી ચાલ
અલબેલા પણ મોંઘેરા લટકાળા લાલ
ગુલાબી ગાલ તારા શા નયનના ઇશારા
જુવે જો કોઇ સામે તો તો તરત મોક્ષ પામે,
પાછા ન જન્મ પામે રોકાઇ રહે સ્વધામે.
વાહ જામી મજાની શી જોડી કમાલ
બેની જોડી કમાલ (૩)

માંડણ-મોંઘી— ૧૦

રંગ ભીના રસરાજ મારાશ્યામ
ખુબ ખેલો તલ્વાર કરો શત્રુનો સંહાર
સેનીકોના સરદાર ધરો હામ —રંગ૦
એતો યુદ્ધનું છે કામ
ન હોય બાપનું એ ગામ
કરો કેશરીઆ કંથ ધરો સ્વર્ગતણો પંથ
કારભારીના હમામનું ખાસ્તી ભરેલું કામ

# અંક ૨ જો

---

દરબારી— ૧૧

આનંદ આનંદ આજ ગાઓ
નૃપવરની યશ કીર્તિ
જગમાં અવિચળ થાઓ
વિજય વધાઇ રહો જગ છાઇ
અમલ વિમલ આ અમપર
અચળ છત્રપતિ તવ રહો
તપો તેજ સુખી થાઓ.

રાણી— ૧૨

દઉં હું દોષ કોને હાં સમયની જ્યાં બલિહારી
સમયની જ્યાં બલિહારી મનુષ્યની ત્યાં છે લાચારી
હતો અમ દેશ આતે જ્યાં પ્રભુ અવતાર પણ લેતા
અરે આ દેશ એનો એ સમયની છે ગતી ન્યારી
અમારા દેશનાં ચેતન અમારાં તેજને ગૌરવ
અકાળે હાય કરમાયાં હજીએ શી થનારી છે.

રાણી— ૧૩

વાત જરી વાંચી જુઓને ઇતિહાસમાં
ખુવાર થાશો પરનારના વિલાસમાં..........વાત૦
સીતા સંતાપી રાય રાવણ રોળાણો

દ્રોપદી ડુબાવી દુર્યોધન ડબાવ્યો
કીચક મહા પાપી સૈરંધ્રી સંતાપી
ગયો હોમાઇ કાળની હુતાશમાં...............વાત૦

સાખી.

પરનારીની પ્રીતડી વિષમ વિષની ખાંણુ
ઝેર રગે રગ વ્યાપશે પ્રીતમ ખોશો પ્રાણુ
સ્વામિન્ પસ્તાશો ખતા ખુબ ખાશો
રૌરવ નર્કે જાશો વાન વંઠશે તમારી વિલાસમાં
હાંરે અંત આવશે જગતથી કઠવાસમાં.

નાયકા— ૧૪

ખુને જીગરકો પીતે હેં, બસગમમેં તેરે યાર
શાહેરે ચમનમેં ફીરતે હેં બસગમમેં તેરે યાર
મંચ છુપકે છુપકે રોના મું આંસુઓંસે ધોતી
વો કહાં ગયે મેરા મોતી મોતી બીના ના સોતી
બસ ગમમેં તેરેયાર—ખુને૦
દીલ ઉસીકો દીજીએ દીલદાર યારહો
ક્યા હીંદ ક્યા મુસલમાં કદરદાન યારહો
મેરી નજર જો તુમસેં લડ ગઇ મ્યેં પલંગસે નીચે પડ ગઇ
વો કહાં ગયે મેરે પ્યારે
મ્યેં અગ્નિ જેસી જલગઇ બસ ગમમેં તેરેયાર—ખુને૦

મોંઘી-માંડણુ— ૧૫

દરમે કુટેલા ઠરવાનું છે ના એકે ઠામરે

મનડાના મેલા લાલચમાં ભુલ્યા સર્વે ભાનરે
રહેવાના ખોયાં સર્વે ગામરે
રખડયા રણુવગડે અરે ઈજ્જત થઇ લીલામ
નસીબ દેવી તાહરૂં છે ધાસ્તી ભરેલું કામ
રખડાવી સાથે રૂડી નારરે (૨)
આખર હજામના હજામરે (૩)

સખીઓ— ૧૬

વીજ ચમકેરે મેઘ ગાજે ઘનઘોર
ભીંજે આછી આછી સાલુડાની કોર
રે રાજ વ્હેલા આવોરે
મોર ટહુકેરે માઝમ રાતના ટહુકે છે પેલા મોર
અમારાં હૈયાં ચઢાવે ચકડોળ........રે
ભર જોબનમાં એકલી બાળા બાળે વેશ
હૈયાં સુના વ્હાલમાં મુકી ગયા શું વિદેશ
વિજલડીરે ઉભી જો રહે તો વ્હાલમને કહાવું
એક વાતલડી જોને
સજની સલુણાને એટલુંજ કહેજો કે
તમ માટે ગાળી મેં તો જાતલડી જોને.

ચંપકુ— ૧૭

સુવાસની મીઠી મજા લેવા અલી લલચાય
કેતકી પાંખડી ખોલજે મધુકર ગુંજન ન્હાય
ગુલજાર ગુલાબથાં આ અહીં મન્દ મન્દ ડોલે

ઝુલતાં તરૂની ડાળે મેના મધુર બોલે
શાં પંખી હળી મળીને બેઠાં
વળી વાત પરસ્પર કહેતાં
એના ગાન તાન લાગે મીઠાં
કળીઓ હૃદયની ખોલે —ગુલજાર

ચંપક-કેતકી-સખીઓ— ૧૮

ચાલ સખી ચાલ ચાલ ને ઉતાવળી
આમ અલી શાને બની તું બેબાકળી
અધીરીને આકળી અધીરીને આકળી
કહે તુજને શું થાય
હું થી કાંઈ ન કળાય
દીસે શાને કરમાતી ચંપાકળી
શું એ ચંપાકળી.......હા ચંપાકળી —ચાલ૦

દાજી-મેંદી— ૧૯

ગોરી 'પ્રેમ' આવો જરા આંખ તો મીલાઓ
[illegible] તુજપર કુરબાન
[illegible] આમ શાને શરમાઓ
[illegible] હું તું આશક દીલજાન
[illegible] જરા પ્યારીને પ્રીતે
મનાવો રંગે રીઝાવો.

ઝાંઝરને ઝુમણું મઢાવો
શામળીયા ઝાંઝરને ઝુમણું મઢાવો
જાઓજી જાઓ.......આવોજી આવો.......ના

"ભમરનું બાણુમારી ઘાયલ તેં કરી નાંખ્યોં
"અક્કલ ન વેચો દાજી રાખોજી હવે રાખો
"તારા સમ તેં સલુણી પાણી પાણી કરી નાંખ્યો

જાનડીઓ— ૨૦

કંકુ છાંટી કંકોતરી મોકલો
માંહી લખજો પરણે છે નવાબ
માણેક રતંભ રોપીઓ.
રાજ્ય ભકતો ભેટો લઇને આવશે
હીરા માણેક મોતી અપાર —માણેક૦
ભેટી આપીને ભેટીને પામશું
ઓટી ચોફુળ રેશે જનાબ
સચીવજી સાંભળો.
જો ! ફેંકજો બાબત ઘણ્ આમ છે
[illegible] કરતા પાગની ભર્યું કામ
ગોટાળો ભાર થયો.

---

## [illegible] ઉજો.

પનિહારીનું ૨૧

ચલરે ગાગર ચલરે ગાગર જમનાજી જાઇએ
જમનાજી [illegible] ઝુમે ગાગર ઘુમે—ચલરે
સાસુ સસરા તો [illegible] દિયરો ન દેખે
જેઠ જેઠાણી [illegible] (૨) ગાગર ઘુમે—
પરણ્યો મારો તો પાટયો ઉંઘનો છે એદી

ઘુઘરી નણુંદને પગે મેંદી ગાગર ઘુમે
પાડોશી છેલ કોઈ કુંવર કનૈયો
વારી જાઉં બંસીનો બજાઇઓ ગાગર ઘુમે—

દાજી-મોંઘી-માંડણુ }
કુંવરી-દિવાન } ૨૨

અરે વાહ કાંથડદાજી આજે ભારે કરી (૩)
આવું શોભેનાભા તમને
અરે જા મુરખપાજી માને વ્હાલી કહી (૩)
આવું ભાળ્યું નાભા જગમાં

અરે જા....................હવે રાખ
બાપુએ રમખાણુ જગાવ્યું
આવું માણું ક્યાંઇ ન ભાળ્યું
બન્દા નવલી નાર જુઓ દેદાર
છેના સાર આ રકઝકમાં
વાહ વાહ દાજી........જીત્યાબાજી
હરખ્યા પાજી બન્ને રાજી
વાહદાજી...............વાહદાજી (૩) જીજીજીજીજીજી....

કુંચનીઓ— ૨૩

હઠ છોડ સખીચલ સંગ મેરે તો હે બ્રીજમેં કાનુ બુલાવત હયે
નહીં તુમ બીન વાંકો ચયન પરત નહી ખાન પાન કુચ્છુ
ભાવત હયે
મોરમુગટ નહીં પહેનત હય નહીં અંગ સુગંધ લગાવતહયે
નહીં ધેન ચરાવન જાત સખી મોહે બંસી નાદન બાવત હયે

કછુ એસો હુયે તેરા કઠીન ભયો તોહે લાજશરમ
નહીં આવત હયે
જાકે જોગીજન ધ્યાન ધરત બ્રહ્માદિક પાર ન પાવત હયે
તોરી પ્રીતમે ભુલગયે પ્રભુતા તકસીરવો માફ કરાવત હયે
એક બાતન ઝુઠ કહું સજની અબકયા છતના તરસાવત હયે
પિયા માધોસે બેગે મીલો પ્યારી વોતો તેરોહી નાજ
ઉઠાવત હયે

ચંપક— ૨૪

જો મરણ એ જીંદગીની છે અરે છેલ્લી દશા
તો પરાર્થે અર્પવામાં આ જીવનના મોહ શા
ખીલી કળી કરમાય છે પુષ્પો મુકે પણ વાસના,
અમર નર તો તે ખરા જે અમર કરતા વાસના
મારા તમે પરમાત્મા હું છું તમારો આત્મા
પરમાત્મને શરણે જતાં કૃતકૃત્ય થાતો આત્મા

મેઘી-દાજી— ૨૫

પ્યારા પ્રિયતમ રસરાજ અમને આજ રીઝાવો
લટકાળી લલના કાજ ના શણગાર મંગાવો
સાચી સાડી ચોળી લાવો પાટણના પટકુળ મંગાવો
હીરા મોતી ટાંકી પટકુળે પાટી ભાત કનાબીકોર મુકાવો
લાડ લડાવું તમને શાણી જે માગો તે આપું આણી.
હોંસે સ્વામી મારા મનડાના પુરો કોડ
મોંઘી હાઉસ બંધાવો

સમાપ્ત.

# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી આર્ય નૈતક નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી મળશે. માટે જેઓ સાહેબને જોઈતાં હોય તેઓએ રોકડી કીમતે મંગાવી લેવા. વી. પી. થી મોકલવામાં આવશે નહિ

| ચોપડીનાં નામ | કીમત | ચોપડીનાં નામ | કીમંત |
|---|---|---|---|
| ૧ બેધારી તલવાર ... | ૦-૪-૦ | ૨૧ જોહર શમશીર ... | ૦-૪ |
| ૨ બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર | ૦-૪-૦ | ૨૨ શ્રી જામતી ... | ૦-૪ |
| ૩ સરોજની ... | ૦-૪-૦ | ૨૩ ઉર્વશી-પુરૂરવા ... | ૦-૪ |
| ૪ પરશુરામ ... | ૦-૪-૦ | ૨૪ કનક કેશરી ... | ૦-૪ |
| ૫ ચંદ્રાવલી ... | ૦-૪-૦ | ૨૫ વિશ્વપ્રેમી કલાપી... | ૦-૪ |
| ૬ સરસ્વતીચંદ્ર ... | ૦-૪-૦ | ૨૬ અમર લક્ષ્મી ... | ૦-૪ |
| ૭ સતી તોરલ ... | ૦-૪-૦ | ૨૭ પીપા ભગત ... | ૦-૪-૦ |
| ૮ પુત્રરત્ન પુંડલીક... | ૦-૪-૦ | ૨૮ હોથલ પદમણી ... | ૦-૪-૦ |
| ૯ સતી પદ્માવતી ... | ૦-૪-૦ | ૨૯ જેસલ તોરલ ... | ૦-૪-૦ |
| ૧૦ સૂર્યકુમારી ... | ૦-૪-૦ | ૩૦ બીરબલ બાદશાહ | ૦-૪-૦ |
| ૧૧ સ્વદેશ સેવા ... | ૦-૪-૦ | ૩૧ પ્રબોધ સાગર .. | ૦-૪-૦ |
| ૧૨ 'રા' માંડળીક ... | ૦-૪-૦ | ૩૨ રાજ લીલા ... | ૦- |
| ૧૩ છત્ર વિજય ... | ૦-૪-૦ | ૩૩ મહારાજા શાન્તનુ | ૦- |
| ૧૪ સુરદાસ ... | ૦-૪-૦ | ૩૪ માલવિકાગ્નિમિત્ર ... | ૦- |
| ૧૫ શ્રી ભક્તિવિજય ... | ૦-૪-૦ | ૩૫ વીર દુર્ગાદાસ ... | ૦- |
| ૧૬ સુરેખા હરણ ... | ૦-૪-૦ | ૩૬ સતી મંજરી (હીંદી) | ૦- |
| ૧૭ નાગર ભક્ત ... | ૦-૪-૦ | ૩૭ મહાશ્વેતા કાદમ્બરી | ૦- |
| ૧૮ નીલમ માણેક ... | ૦-૪-૦ | ૩૮ રાજા સંભાજી ... | ૦- |
| ૧૯ યોગ કન્યા ... | ૦-૪-૦ | ૩૯ સંસાર લીલા .. | ૦- |
| ૨૦ મનહર મેના ... | ૦-૪-૦ | ૪૦ સેવક ધર્મ (હીંદી)... | ૦- |

**નકુભાઈ કાલુભાઈ શાહ.**

**માલેક—શ્રી આર્ય નૈતીક નાટક સમાજ**